# શિક્ષાવચન.

નીતિઅનેભક્તિ

વધારવા માટે.

છપાવી પ્રકટ કરનાર,

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી.

અમદાવાદ

યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની, લિમિટેડ.

સંવત્ ૧૯૫૨. સને ૧૮૯૬.

કીંમત ૧ આનો.

૬૪૪૮

# શિક્ષાવચન.

૧

## અભંગ.

પ્રભુ અમે બાળ, અમારી સંભાળ:
કરો સર્વ કાળ, દીનબંધુ.
રાખો નિરંતર, અમારા ઉપર:
દયાની નજર, માયબાપ. ૨
બાળક અજ્ઞાન, છિયે બળહીન;
અમારૂં પાલન, કરો દેવ. ૩
કરોછો રક્ષણ, સર્વ કાળ જેમ;
બુદ્ધિ જ્ઞાન તેમ, આપો તમે. ૪

## દોહરા.

એક એક અક્ષર ભણે, જાણે ગ્રંથ વિચાર;
ડગલું ડગલું ચાલતાં, પો'ચે કોશ હજાર. ૧
શોભે નવ વિદ્યા વિના, હોય સુરૂપ કુલીન;
કેસુડાં નહિ શોભશે, જે છે વાસ વિહીન. ૨
હળીમળીને હેતથી, ખેલે ખુશીથી ખેલ;
માને કહ્યું માબાપનું, તે પામે સુખ સે'લ. ૩
વડીલને વંદન કરે, ભાંડુપર ધરી ભાવ;
ચોખ્ખાં રાખે અંગને, લે લાખેણો લા'વ. ૪

## ૨

## અભંગ.

જેની કરૂણાથી, પવન વહે છે;
વૃષ્ટિ વરસે છે, યથા કાલ. ૧
જેના નિયમોછે, સકલ અચલ;
પરાક્રમ બળ, છે અતુલ. ૨
જેની શુભઈચ્છા, થકી થઈ સૃષ્ટિ;
પ્રેમ મય દષ્ટિ, સર્વત્ર છે. ૩
એવા પરબ્રહ્મ, પદે નિત્ય વંદું;
ભક્તિમાં આનંદું, અખંડ હું. ૪

---

દેવ મને દેશો, શુભ આશીર્વાદ;
તમારો પ્રસાદ, મળે નિત્ય. ૧
પ્રભુ શુભ નામ, કરૂં હું ઉચ્ચાર;
સ્મરૂં ઉપકાર, તમારા હું. ૨
બાળકની વાત, માતા જાણે જેવી;
તમે જાણો તેવી, ઇચ્છા મારી. ૩
રૂડી મતિ આપો, કષ્ટ સર્વ કાપો;
બાળો સર્વ પાપો, દયાસિંધુ. ૪

---

માતાપિતા સેવા, કરવી ઘટિત;
પાળવી વિહિત, આજ્ઞા તેની. ૧
બાળાપણમાં તે, કેવી કરે રક્ષા;
આપે ધર્મ શિક્ષા, યુવા કાળે. ૨
સંકટ સહીને, આપે વિદ્યાદાન;
રાખે છે સન્માન, સત્ પુત્રનું. ૩
તેના ઉપકાર, પુત્ર ભૂલી જાય;
તદપિ ન થાય, તે ક્રોધિત. ૪
સુપુત્ર છે એજ, માતા પિતા ભક્તિ;
કરી પાળે નીતિ, તે જે કહે. ૫

---

૩

## અભંગ.

જેનાથી થયું છે, જગત નિર્માણ;
રહ્યું છે મંડાણ, જેના બળે. ૧
જે છે સર્વ સાક્ષી, સર્વનો આધાર;
ભજું તેને ભાવે, વારંવાર. ૨
રહ્યો છે સકળ, વિશ્વમાં જે વ્યાપી;
તેને નહિ માપી, શકે કોઈ. ૩
જળ સ્થળ સર્વે, જેનો છે નિવાસ;
તેનો છે વિશ્વાસ, આસ્તીકોને. ૪

મંગળ સ્તવન, મંગળ ભજન;
કરે નિશ દિન, સાધુ જન. ૫

## ભુજંગી.

અમે રંક પ્રાણી અતીદીન બાળ,
નમીએ તને દીનબંધુ દયાળ;
અમારી કરો આ વિનંતિ સ્વિકાર,
જગાધીશને વંદીએ વારવાર. ૧
સદાચાર નીતિ અમે આચરીએ,
તમારા સદા ઉપકારો સ્મરીએ;
કરો તેજ ભક્તિ તમે અંગીકાર,
જગાધીશને વંદીએ વારવાર. ૨
કુટુંબી જનો સર્વ મિત્રો અમારા,
રહે તે શરીરે સુખી સર્વ સારા;
સદા સૂચવો તેમને સદ્વિચાર,
જગાધીશને વંદીએ વારવાર. ૩

## દોહરા.

પ્રભુ નજરે તો નવ પડે, ઉચરે નહિ ઉચ્ચાર;
જગરચનાથી જાણિયે, જે છે જગકરતાર. ૧
ઉપરી વિના નિશાળનો, રહે ન બંદોબસ્ત;
કેમ નિભે તો પ્રભુ વિના, આ બ્રહ્માંડ સમસ્ત. ૨

જેણે પ્રાણી જનમતાં, પહેલું પ્રગટયું દૂધ;
એ પ્રભુને નહિ ઓળખે, એથી કોણ અબુદ્ધ. ૩

## અભંગ.

જુઓ જગકર્ત્તા, કેવો છે કૃપાળ;
કરે પ્રતિપાલ, પ્રાણિયોનું. ૧
પ્રાણિ પોષણાર્થે, સૃજી વનસ્પતિ;
કીધી ફળવતી, પૃથિવિને. ૨
સર્વ ઉપયોગી, સૃજી વસ્તુમાત્ર;
નથિ તિલમાત્ર, નિરર્થક. ૩
મનુષ્ય પ્રાણિને, આપ્યું છે સાધન;
કરવા જીવન, ઉદ્યોગથી. ૪
ઉદ્યોગ વિહીન, રહે છે કો જન;
થાય તે નિર્ધન, પરિણામે. ૫
આલસ્ય છે સર્વ, પાપતણું મૂળ;
જાણો જન્મ ધૂળ, આળસુનો. ૬
સૃષ્ટિનો નિયંતા, આપિ યોગ્ય શિક્ષા;
જૂએ છે પરીક્ષા, મનુષ્યની. ૭

---

## ૪

## દિંડી.

જેની શક્તિ સકળ વિશ્વ વિષે વ્યાપી,
નિયમ જેનો નવ કો શકે ઉથાપી;

જેની ઇચ્છા થકી જગત તંત્ર ચાલે,
દયા દૃષ્ટિ કરી સૃષ્ટિ સકળ પાળે. ૧
જેની સત્તા થકી સકળ કાર્ય થાય,
કળા જેની કો થકી નવ કળાય;
સદા તેનું શુભ સ્તવન ભજન ગાઉં,
પરમ પ્રેમ થકી ચરણ શરણ જાઉં. ૨

## લલિત.

પ્રણમું હું પરબ્રહ્મ દેવને, સુમતિ આપશો સર્વદા મને;
પ્રભુ બતાવશો પંથ પાંશરો, કરૂણ સાગરા રે કૃપા કરો. ૧
અણચિંત્યાં તમે કાર્ય તો કરો, વિપતિ સંકટો ભક્તનાં હરો;
પ્રભુ પ્રતાપ તો છે ખરેખરો, કરૂણ સાગરા રે કૃપા કરો. ૨
અનુગ્રહો કીધા ને કરો સદા, સઘળી ટાળશો દુઃખ આપદા;
અતિ દયા કરીને ગ્રહો કરો, કરૂણસાગરા રે કૃપા કરો. ૩
શુભ ગુણો સદા નાથ આપશો, મનમલિનતા કાપી નાખશો;
પતિત પાવના પાપ સંહરો, કરૂણ સાગરા રે કૃપા કરો. ૪
પરમ પ્રેમથી પ્રાર્થના કરૂં, હૃદયમાં દયાસિંધુને સ્મરૂં;
ઘટિત કામના ભક્તની પુરો, કરૂણ સાગરા રે કૃપા કરો. ૫

## મનહર છંદ.

પવન પ્રગટ નહિ પેખવામાં આવે પણ,
ઝાડોને હલાવે તેથી પવન જણાય છે;

નદી મધ્યે નિરતણું નિરખી નવિન પૂર,
દૂર વરસાદ થયો દિલમાં મનાય છે. ૧
દૂર દિસે દેવતા તે દૃષ્ટિએ દેખાય નહિ,
ધુમાડો દેખીને દૂર દેવતા ધરાય છે;
તેમ કરતાર તણાં કામ દલપતરામ,
દેખી કરતાર છે એવું કહી શકાય છે. ૨
કોઈ પણ કારખાનું કદાપિ ન નભી શકે,
જો તેને સંભાળનાર કહિયે ન કોઇએ;
આ તો છે અનંત કોટિ બ્રહ્માંડનું કારખાનું,
જરૂર સંભાળનાર તેનો કોઈ જોઇયે. ૩
સર્વ એ સંભાળે એવો આપે એક ઇશ્વર છે,
તે પ્રભુના ચરણમાં પ્રેમ ચિત્ત પ્રોઇએ;
કહે દલપતરામ તેનાં કામ ઠામ ઠામ,
જોઇને જરૂર ખોટો સંશય તે ખોઇએ. ૪

## ચોપાઈ.

અધિક હેતથી કહું છું અમો,
તે રીતે આચરજો તમો;
માત તાતની સેવા કરો,
અહંકાર મનમાં નવ ધરો. ૧
ભાંડુ ઉપર રાખો ભાવ,
હળી મળીને લેજો લા'વ;

ચાકર ઉપર ન કરો ક્રોધ,
રૂડી રીતે દેજો બોધ. ૨
પરદુખ દેખી ન રાજી થાઓ,
પણ દુખીયાંની વારે ધાઓ;
જીવ હિંસાથી બીજો ઘણું,
રક્ષણ કરજો પ્રાણીતણું. ૩
સાચી વાતે થાજો શૂર,
જૂઠ વાત નવ ધરશો ઉર;
કરજો પરમારથનાં કાજ,
સજીને સદ્ગુણ કેરો સાજ. ૪
ધરજો એક ઈશની આશ,
જેથી પૂરણ મળે પ્રકાશ;
ભલી વાત મુખથી ભાખજો,
શરણાગત શરણે રાખજો. ૫

---

## ૫

### વસંતતિલકા.

જેને પ્રસન્ન કરવા જન ધર્મ પાળે,
જેને પ્રસન્ન કરવા દિલ દોષ ટાળે;
સર્વે તણો જન કહે અધિનાથ જેને,
તે એક ઈશ્વર સદા નમું નિત્ય તેને. ૧

જેનો ન હોત ડર તો જન દુષ્ટ થાત,
અન્યોન્ય ઘાત કરીને અતિ તે પીડાત;
કષ્ટે દયા કરી ન દે સુખ કોઇ કેને,
તે એક ઇશ્વર સદા નમું નિત્ય તેને. ૨
જૂઠું વદે નહિ જીભે જન પાપ જાણી,
લૂંટે નહિ ગરીબને અતિ લોભ આણી;
રાખે દિલે ડર રૂડે પ્રભુજી રખેને,
તે એક ઇશ્વર સદા નમું નિત્ય તેને. ૩
જેનાથી ત્રાસી વિચરે જન ન્યાય રાહે,
સાક્ષી ગણી વર વહુ પરણે વિવાહે;
જેનો રહે ડર દિલે નરનારી એને,
તે એક ઇશ્વર સદા નમું નિત્ય તેને. ૪

---

## લલિત.

પ્રણમિને પર–બ્રહ્મને ભજું, દુરિત વાસના સર્વ હું તજું;
પ્રભુ બચાવશો પાપ કર્મથી, શરણ રાખશો રે દયા નિધિ. ૧
સકલ કાર્યમાં તું સહાયતા, અતિ અવશ્ય છે રે જગત્પિતા;
સકલ સુક્રિયા થાય તું થકી, શરણ રાખશો રે દયાનિધિ. ૨
જગતમાં સહુ વસ્તુઓ વિશે, ઘટિત યોજના નાથની દિસે;
સ્તુતિ નહિ થશે અલ્પ જીવથી, શરણ રાખશો રે દયાનિધિ. ૩
હ્રદયમાં રૂડું ધ્યાન હું ધરૂં, પ્રભુ ઉપાસના પ્રેમથી કરૂં;
નવ બીજો પ્રભૂ જાણું હું વિધિ, શરણ રાખશો રે દયાનિધિ. ૪

અસદ્ માર્ગથી વૃત્તિ વાળશો, દિન ગણી દયા—નાથ પાળશો;
ભવપતિ કરો આત્મ ઉન્નતિ, શરણ રાખશો રે દયાનિધિ.

---

## દોહરા.

ધર્મ વિના ધરણી વિશે, રહે ન નીતિ લેશ;
જુલમ વધે જગમાં ઘણો, વધે વિશેષ કલેશ. ૧
જો ઈશ્વરનો ડર મટે, થાય સત્યનો નાશ;
કોઈ ન રાખે કોઇનો વિશ્વ વિશે વિશ્વાસ. ૨
જેવી જરૂર રાજની, તેવી ધર્મતણીજ;
રાજ વિના ને ધર્મ વિણ, ઘાતો થાય ઘણીજ. ૩
પરોપકાર સુધર્મ છે, સુધર્મ બીજું સત્ય;
જગમાં એવા ધર્મની, અતિશે દિસે અગત્ય. ૪
તે આશા કે ત્રાસથી, પ્રીતે ધર્મ પળાય;
પરમેશ્વર પર પ્રેમથી, સુધર્મ પંથ ચલાય. ૫
ધર્મ નિયમ પાળ્યા વિના, પ્રભુ ભજવાતે વ્યર્થ;
ઓસડ સેવ્યે શું થશે, પળાય નહિ જો પથ્ય. ૬

---

## અભંગ.

અહિંસા અસ્તેય, સત્ય પરિગ્રહ;
ઈંદ્રિય નિગ્રહ, પવિત્રતા. ૧
સર્વ ભૂત દયા, ક્ષમા દાન દમ;
સાધારણ ધર્મ, કહ્યા શાસ્ત્રે. ૨

શિક્ષાનાં વચન, માનીને ચલાય;
સત્ય પ્રાપ્ત થાય, પ્રભુ પ્રેમ. ૩
ધર્મ સાધનની, આપશો સુ વૃતિ;
કરૂં છું વિનતિ, તમને હું. ૪
જન હિતકારી, કર્મ નહિ થાય;
કદિ ન જવાય, મોક્ષ ધામે, ૫
પાપ વાસનાઓ, થાય જ્યારે લય;
પામશે ઉદય, પુણ્ય વૃતિ. ૬
પર ઉપકાર, મુખ્ય પુણ્ય કર્મ;
કરે સર્વ ધર્મ, એ સિદ્ધાંત. ૭
પ્રભુ મને પ્રેરો, પુણ્ય આચરણ;
આવ્યો છું શરણ, તમારે હું. ૮

---

## દોહરો.

કર્યાં પાપ તું માફકર, થતાં પાપ અટકાવ;
સ્વાર્થ વિના જન હિત કરૂં, પ્રસંગ એવા લાવ. ૧

## શિખરણી.

સવારે ઉઠીને શરિર મન શુદ્ધિ કરિ અને,
નિરાંતે એકાંતે ઘડિભર ઠરી તું હરિ ભજે;
પછી બીજે કામે વળગ રૂડિ રીતે જ્યમ રૂચે,
પરંતુ નીતિને લવ નવ વિસારીશ જરે. ૧

---

૬

## લલિત.

સકલવિશ્વના નાથરે તમે, શરણુ આવીને વંદીએ અમે;
મનુપ અલ્પ તે શું કરે સ્તુતિ, ગહન તારી છે રે પ્રભૂ ગતિ. ૧
નમી નમી અમે વિશ્વનાથને, વિનવીએ સદા માત તાતને;
પ્રભૂ કળા કળા–તી નકી નથી, ગહન તારી છે રે પ્રભૂ ગતિ. ૨
ક્ષણુ જ માત્રમાં શું થશે અહિં, દિન અમે જીવો જાણીએ નહિ;
અતિ તમારી છે રે ચમત્કૃતિ, ગહન તારી છે રે પ્રભૂ ગતિ. ૩
દૃઢ જનો કદી ધૈર્ય ના મુકે, જનહિતાર્થનાં કાર્ય ના ચુકે;
તુજ કૃપા થકી થાય ના ક્ષતિ, ગહન તારી છે રે પ્રભૂ ગતિ. ૪
નિયમ તાહરા જે વિધે હશે, સુખ દુખો ક્રમે પ્રાપ્ત તો થશે;
વિપતિ સંકટે દ્યો તમે ધૃતિ, ગહન તારી છે રે પ્રભૂ ગતિ. ૫

## ભુજંગી.

પ્રભૂરે પ્રભૂરે પ્રભૂરે પ્રભૂરે,
નમીને નમીને નમીને કહું રે;
નથી અન્ય ત્રાતા ક્ષમા આપ આપો,
પ્રભૂ પાળીને પાપ સંતાપ કાપો. ૧
અતિ દીન જીવોની સંભાળ લીધી,
અતિ પ્રેમ આણી કૃપા દૃષ્ટિ કીધી;
મને તારવાને ક્ષમાવંત થાઓ,
દયા દૃષ્ટિથી દીનનો હાથ સાહો. ૨

સદા સર્વદા ઓથ આપી તમારી,
મહા કષ્ટમાં મૂકશો ના વિસારી;
વિના તું ન જાણે અમારા વિલાપો,
પ્રભૂ પાળીને પાપ સંતાપ કાપો. ૩
પ્રભૂ પાદમાં રાખીએ પૂર્ણ ભાવ,
કરો પ્રાણદાતા અમારો નિભાવ;
તમારી કૃપાથી ટળે સર્વ તાપો,
પ્રભૂ પાળીને પાપ સંતાપ કાપો. ૪

## મનહર છંદ.

ભેદ જાણ્યા વિના દેખા દેખી જે ભજન કરે,
તેથી તો પરમ પદ પામે નહિ કોઇએ;
સમજ્યા વિનાનો શુક રટે જેમ રામ નામ,
આમ કરવાથી તો વખત ખાલી ખોઇએ. ૧
જેમ એક શ્વાન રોતું દેખી બીજાં શ્વાન રૂએ,
હૃદયમાં જાણે નહિ જે આ કેને રોઇએ;
દાખે દલપતરામ પ્રભુ નહિ રીઝે આમ,
જો વિચાર શક્તિ હોય તો વિચારી જોઇએ. ૨

## દોહરા.

ચાલે બળદ ઇશારતે, હાંકનારની જેમ;
સૃષ્ટિના નિયમો થકી, સ્વધર્મ સમજો તેમ. ૧
તેમ સૃષ્ટિના નિયમથી, જે ચાલે વિપરીત;
ઇશ્વરની ઇચ્છા થકી, વિરૂદ્ધ એજ ખચીત. ૨

તનપર ચાલે હુકમ પણ, મનપર હુકમ ન થાય;
સંશય ભાગે સર્વથા, મનમાં તો જ મનાય. ૩
આશ ત્રાસ કે શરમથી, કરશે જીભ કબૂલ;
પણ મન તો ખાત્રી વિના, માને નહિ બિલકુલ. ૪

## મનહર છંદ.

કુળનું કંગાલપણું, જાય છે કુસંગ સાથે,
સંપ સાથે સમૃદ્ધિ, સદા વિદાય થાય છે;
રિદ્ધિ અને બુદ્ધિ બંને, આવે છે ઉદ્યોગ સાથે,
આળસ સંઘાતે તો, દરિદ્રતા દેખાય છે. ૧
કંજુસાઈ સાથે સદા, ઉપજે છે અપ જશ,
જશ તો ઉદારતાની, સાથે વધી જાય છે;
જૂઠ સાથે અવિશ્વાસ, આવે દલપત કહે,
સત્ય સાથે શાહુકારી, બહુધા બંધાય છે. ૨

## દોહરા.

લેવડ દેવડને વળી, વિવિધ ભાત વ્યવહાર;
ચાલે છે આ જગતમાં, સત્ય તણે આધાર. ૧
સત્યપણું જો સર્વથા, નિશ્ચે પામે નાશ;
તો સુખની સંસારમાં, અલ્પ ન ધરવી આશ. ૩
સત્ય ધર્મનું સત્વ છે, અધર્મ સત્વ અસત્ય;
સદા સર્વદા સત્યની, અતિશે દિસે અગત્ય. ૪
સ્વપને પણ સાચું વદે, જૂઠ ન વદે જરાય;
સત્યવાદિ સંસારમાં, શોભે અધિક સદાય. ૫

જે જન કદિ જૂઠો પડે, એક વાર કો ઠામ;
સુણતાં સંશય ઉપજે, તેના બોલ તમામ. ૬
જૂઠી વાતે જો કદી, મૂઠી મળે અનાજ;
ઉડી એમાં આગતો, રૂઠી ઉડે રાજ. ૭

---

૭

## ઉપજાતિ છંદ.

જગત્ બધું જે બળથી પ્રકાશે,
જેના પ્રતાપે સ્થિતિમાંજ ભાસે;
કૃપા અતીશે જગમાં જણાય,
જેની કળાઓ ન કદી કળાય. ૧
એવા પરાત્મા રહિ સાક્ષી રૂપ,
જુએ જગતની રચના અનુપ;
નમું નમું તે પ્રભુ આદિ દેવ,
એકાગ્ર ચિત્તે કરૂં નિત્ય સેવ. ૨

## ભુજંગી.

તમારા થકી સૃષ્ટિ વિસ્તાર પામી,
તમે પૂર્ણ રૂપે રહ્યા છો વિરામી;
જગત્તંત્ર સર્વે તમારે જ હાથ,
અમે દંડવત્ વંદીએ વિશ્વનાથ. ૧

ખગોલે અહો મંડલો સૂર્ય ચંદ્ર,
વિરાજી રહ્યું છે રૂડું રાશિ યંત્ર;
રચ્યો છે તમે સર્વ એ સત્ય ધાર,
અમે દંડવત્ વંદીએ વિશ્વનાથ. ૨
ત્રિલોકે તમારા પ્રકાશે પ્રતાપો,
સદા સર્વદા ચિત્તને શાંતિ આપો;
વિભૂ વિશ્વ વ્યાપી વિદારો વિષાદ,
અમે દંડવત્ વંદીએ વિશ્વનાથ. ૩
અમારે ખરો આશરો છે તમારો,
કૃપાનાથ નિત્યે કરો ઉપકારો;
પ્રભૂ સર્વના છો તમે માત તાત,
અમે દંડવત્ વંદીએ વિશ્વનાથ. ૪
અમારી સ્વિકારો સદા વંદનાઓ,
કૃપાથી કરો સર્વ પાપ ક્ષમાઓ;
સદા સન્મતિ પ્રેરશો પ્રાણનાથ,
અમે દંડવત્ વંદીએ વિશ્વનાથ. ૫

---

## લલિત.

જગત નાથરે, નમ્ર થૈ અમે,
વિનય ભાવથી વંદીએ તને;
શ્રવણ આ કરો સ્વલ્પ પ્રાર્થના,
પ્રભુ કૃપાનિધે રે દયાધના. ૧

તુજ દયા . .

પ્રભુ કૃપાનિધે ૩

જગ હિતાર્થનાં કા. ન થશે,
પ્રભુ પ્રસન્ન તો તે થકી થશે;
નવ તને ગમે ઢોંગ ગર્વના,
પ્રભુ કૃપાનિધે રે દયાધના. ૪

જગતમાં રહી નીતિ પાળીએ,
સુકૃતમાં સદા કાળ ગાળીએ;
અતિ વરિષ્ટ છે એ ઉપાસના,
પ્રભુ કૃપાનિધે રે દયાધના. ૫

## દોહરા.

સાતવેંતના સર્વજન, કિમ્મત અક્કલ તુલ્ય;
સરખા કાગળ હુંડીના, આંક પ્રમાણે મૂલ્ય. ૧
વગર બુદ્ધિએ જોરથી, થતું હોત જો કાજ;
વાઘ વરૂને વાંદરાં, કરત જગતમાં રાજ. ૨

૫

..ના હીણુ;

.ક્ષી જુઓ પ્રવીણુ. ૬

દરદ લગારક . તે ચતુર સુજાણુ;

મૂરખ મન સમજે નહિ, પડતાં સુધી પ્રાણુ. ૭

---

## ચોપાઇ.

કરીએ દિવસે એવું કામ, રાતે જેથી થાય વિરામ;
સાલે નહિ અંતરમાં સાલ, પાણી પહેલી ચણીએ પાળ. ૧
ઉનાળે શીયાળે એમ, તેવો ઉદ્યમ કરીએ તેમ;
વસીએ સુખમાં વર્ષાકાળ, પાણી પહેલી ચણીએ પાળ. ૨
જોબનમાં રાખીને જોર, કરીએ ઉદ્યમનો અંકોર;
હોય ન વૃદ્ધપણે એ હાલ, પાણી પહેલી ચણીએ પાળ. ૩
લાગે જ્યારે ઘરમાં લ્હાય, ખોદે કૂવો નહિ ખોદાય;
સદા પ્રથમ કરીએ સંભાળ, પાણી પહેલી ચણીએ પાળ. ૪
રગ રગમાં રૂંધાણો રોગ, જાય નહિ ઓષડ સંજોગ;
કરીએ આગળથીજ નિકાલ, પાણી પહેલી ચણીએ પાળ. ૫

---

## દોહરા.

જેને આપ્યા હાથપગ, છે તેને ઉદ્યોગ;
તરૂને જન્મે ત્યાં જ છે, ખાનપાન સુખ ભોગ. ૧
જો જન રાખત એકલો, ઈશ્વરકૃત આધાર;
તો વાસણુને વસ્ત્ર વળી, બનત નહિ ઘરબાર. ૨
જન શ્રમ ને ઈશ્વર કૃપા, સદૈવ જોઈએ સાથ;
ખેતર વાવે શ્રમ કરી, ઉગાડવું હરિ હાથ. ૩

---

જન આળસના જખમથી, જે કોઈ જખમી થાય;
પડે પથારી પાથરી, જીવન રહિત જણાય. ૧
ભ્રષ્ટ કરે ભણુનારને, ઉપજી આળસ અંગ;
ભક્તિ કરતાં ભકતને, કરે ભજનમાં ભંગ. ૨
અર્ધ ઘડી પછી જઈશ હું, દેતી દિલાસા એમ;
વગર ખશેડી નવ ખસે, જળોજ વળગે જેમ. ૩
આળસમાં દુઃખ અતિ ઘણાં, ભર્યાં રહે ભરપૂર;
તે માટે સજ્જન તમે, કરો દેહથી દૂર. ૪

---

રાત પડે ગઈ કાલનું, કામ વિચારૂં રોજ;
કિયાં પાપને પુણ્યમાં, શી મારી મેં મોજ. ૧
ઉઠી પ્રભાતે કામની, યાદિ કરૂં હમેશ;
કામ પુણ્યનાં કરિ બહુ, સંતોખું પરમેશ. ૨

---

સ્વભાવ જૂદા સર્વના, તે નહિ મળે તમામ;
કો સારૂં નરસું કહે, કર તું તારૂં કામ. ૧
સજ્જન તણી સલાહ લૈ, ઠીક કરી મન ઠામ;
ભાસે જે તુજને ભલું, કર તું તારૂં કામ. ૨
આળસ તજી અહોનિશા, હૃદે રાખી હામ;
સર્વેનું શુભ ચાહીને, કર તું તારૂં કામ. ૩
પ્રારંભ્યું પૂરૂં કરી, પછી લે વિશ્રામ:
વચમાં વાત ન સાંભળીશ, કર તું તારૂં કામ. ૪
જે માટીનાં માનવી, તે શું દેશે દામ;
ઈશ્વરની આશા ધરી, કર તું તારૂં કામ. ૫
નિંદા સ્તુતિ નવ ગણો, કરો આપ શુભ કાજ;
કર્યા જાય છે કામ નિજ, જેમ મેહ રવિરાજ. ૬
સલાહ સારી સર્વદા, દે છે દલપતરામ;
નિર્મળ મન નિશ્ચય કરી, કર તું તારૂં કામ. ૭

---

## ૮

## અભંગ.

તમારો મહિમા, કદિ ન કળાય;
વાણિ થાકી જાય, ગાતાં ગુણ. ૧
ગુણ છે તમારા, પરમ મંગલ;
નિયમ અચલ, છે સૃષ્ટિના. ૨

સૃષ્ટિમાં દિસે છે, દયાના સંકેત;
રાખો તમે હેત, પ્રાણિ પ્રત્યે. ૩

પ્રત્યેક વસ્તુમાં, ભાસે કૃપા ભાવ;
દયાળુ સ્વભાવ, ધારો તમે. ૪

તમારી સેવામાં, રહે સર્વ કાળ;
નહિ આવે આળ, તેને કાંઈ. ૫

તમારો પ્રસાદ, મળવો દુર્લભ;
તથાપિ સુલભ, છે ભકતને. ૬

ભક્ત જન સાથે, રહું અહો રાત્ર;
પ્રભુ કૃપા પાત્ર, થાઉં સત્ય. ૭

સદા મને દેશો, સાધુ સહવાસ;
તમારો વિશ્વાસ, રાખું સત્ય. ૮

## માલિની.

અતિ ગહન પ્રભાવે વિશ્વ વિસ્તાર કીધો,
મનુષ સરસ જાણી બુદ્ધિ સંસ્કાર દીધો;
નમી નમી નમી નિત્યે ભકિત સન્માર્ગ માગું,
વિનયયુત થઇને નાથ હું પાય લાગું. ૧

નહિ નહિ કદિ જાણે જીવ તારા વિચાર,
નહિ નહિ કદિ પામે પાર તારો અપાર;
અકળ સકળ તારી છે કળાઓ અગાધ,
શુભ ગુણયુત વંદું સર્વ લોકાધિનાથ. ૨

## લલિત.

પરમ દેવ હે હે દયાધના, અનુગ્રહો કરો છો તમે સદા;
નમી નમી કરૂં નિત્ય વંદના, પ્રભુ હું માગું છું પાપની ક્ષમા. ૧
પ્રભુ કૃપા કરી રક્ષણો કરો, દિન તણી સ્થિતિ લક્ષમાં ધરો;
નથી શરણ્ય કો નાથ તું વિના, પ્રભુ હું માગું છું પાપની ક્ષમા. ૨
અતિ મલીનતા છે મતી વિશે, પ્રભુ કૃપા થકી શુદ્ધ તો થશે:
પ્રભુ કરો કૃપા દૃષ્ટિ સર્વદા, પ્રભુ હું માગું છું પાપની ક્ષમા. ૩
ગણુતરી નથી દુષ્કૃતિ તણી, તદપિ નાથની છે દયા ઘણી:
ભવપતિ સૂણો સ્વલ્પ પ્રાર્થના, પ્રભુ હું માગું છું પાપની ક્ષમા. ૪
વિદિત છે તને કૃત્ય તો બધું, વિનતિ શું કરૂં નાથને વધુ:
તુજ પદે ધરી શુદ્ધ ભાવના, પ્રભુ હું માગું છું પાપની ક્ષમા. ૫

## રામગ્રી.

" ભૂલી ભમેછે ભામિનિ, " એ રાહ.

ધર્મ વિચારોરે ધર થકી, તજી કપટ તમામ;
પડતાં વારે જે પાપમાં, ધર્મ તેનું છે નામ. ધર્મ. ૧
સત્ય દયા તપ શુદ્ધતા, પગ ધર્મના ચાર;
જેના હૃદયમાં એ રહ્યા, ઉત્તમ તેનો આચાર. ધર્મ. ૨
ચાર ચરણ છે અધર્મના, વેમ મદને કુસંગ,
અસત્ય પેસે જો અંગમાં, કરે ધર્મનો ભંગ. ધર્મ. ૩
સત્ય વસે જો શરીરમાં, સુઝે સાચો વિચાર;
બુદ્ધિપ્રકાશ વધે બહુ, ઝાલે કર કરતાર. ધર્મ. ૪

અતિ મહિમા સારી આબરૂ, પામે સાચા સુજાણ;
જશ બહુ વાધે જગતમાં, કરે વિશ્વ વખાણ. ધર્મ. ૫

રાખે ભરૂસો ભૂપતિ, ભારે સોંપે ભંડાર;
સાચાને મળવો સહેલ છે, પ્રભુ સરજનહાર. ધર્મ. ૬

સાચ વસે જો શરીરમાં, પ્રાણી હોય પવિત્ર;
સદ્‌ગુણ સઘળા સાચમાં, માને માનવ મિત્ર. ધર્મ. ૭

જીવ ઉપર દયા જેહને, ટાળે દીનનાં દુઃખ;
તન ધનને વાણી વડે, આપે સર્વને સુખ. ધર્મ. ૮

ઇચ્છે ભલું અંતર વિષે, કરવા સહુનું કલ્યાણ;
અવગુણ ના ધરે ઉર વિષે, દયા તેજ પ્રમાણ. ધર્મ. ૯

સફળ જનમ તે જન તણો, તેના સફળ વિચાર;
દેહ ધરી દુનિયાં વિષે, ઇચ્છે પર ઉપકાર. ધર્મ. ૧૦

કષ્ટ સહે ધર્મ પાળતાં, તપ તેનું છે નામ;
બીજાં તો તૂત અનેક છે, તેણે સુધરે ન કામ. ધર્મ. ૧૧

સુખ દુખ સમ કરીને ગણે, સમ હરખ ને શોક;
ધીરજ ધર્મ મૂકે નહિ, એહવા નર કોક. ધર્મ. ૧૨

શુદ્ધ ક્રિયા સઘળી કરી, રાખે શુદ્ધ શરીર;
મેલ ધુવે પછી મન તણો, જ્ઞાન નીરથી વીર. ધર્મ. ૧૩

એવો ધર્મ ઉરમાં ધરે, પ્રાણી તેહ પવિત્ર;
સફળ જનમ છોટમ કહે, રૂડાં તેનાં ચરિત્ર. ધર્મ. ૧૪

---

### દોહરા.

સજ્જન સૌના સ્નેહિપણુ, દુષ્ટ તણે મન કાળ,
જગત ચક્ષુ છે સૂર્ય પણ, ઘૂડ ગણે વિકરાળ. ૧
સજ્જનને જે સાંપડયાં, વિદ્યા વાણી વિત્ત;
વિવેકથી તે વાવરે, દુર્જન ઉલટી રીત. ૨

### છપ્પો.

કામ વિચારી કરે, ડરે નહિ તે જન ડાહ્યો;
ગુણનો ન ધરે ગર્વ, સર્વથી હોય સવાયો;
વડું ન વાવે વેર, ઝેરની જીભ ન રાખે;
મધુર વચનનાં મિષ્ટ, ચતુર થૈને ફળ ચાખે;
વળી કળાય નહિ તે કોઇથી, પરનો પામે પાર છે;
દુનિયામાં તે દલપત કહે, ડાહ્યો ડાહાપણદાર છે.

### દોહરા.

બળ નિષ્ફળ હિંમત વિના, વંશ સંપ વિણુ વ્યર્થ;
વિત્ત વ્યર્થ વિદ્યા વિના, અવગુણે ઇલમ અનર્થ. ૧
ઉગતો અવગુણુ ટાળિયે, તેજ ટાળવા જોગ;
વળે નહિ વ્યાપી ગયો, રગ રગમાં જે રોગ. ૨
નિજ દુર્ગુણુ દેખાય નહિ, પર દુર્ગુણુ દેખાય;
નિજ વાંસો દેખાય નહિ, પર વાંસો પેખાય. ૩

## ૯

## વસંતતિલકા.

જેના બળે અખિલ વિશ્વ વિરાજમાન,
જેણે અનેક રચના રચિછે મહાન;
તે એક બ્રહ્મ અવિકાર અનાદિ દેવ,
પામી સદા શરણુ તેની કરૂં હું સેવ. ૧
જે પૂર્ણ ઈશ્વર પ્રભૂ નિજ શક્તિ યોગે,
ઉત્પન્ન વિશ્વ કરિ તે થકી છે વિયોગે;
જીવો તણી ગતિ કૃતિ ચિતમાં ધરે છે,
ભક્તોનું રક્ષણ કૃપા થકિ તે કરે છે. ૨
જેનો મહાન મહિમા નહિ કોઈ પામ્યા,
તર્કો કરી ઋષિમુનિ મનથી વિરામ્યા;
તે એક નિત્ય અજ ઈશ્વર લોકપાળ,
બુદ્ધિ પ્રકાશક પ્રભૂ નમું સર્વ કાળ. ૩
હે દીનવત્સલ દયાનિધિ દીનબંધુ,
કારૂણ્યમૂર્તિ તમને સ્મરી નિત્ય વંદું;
વંદી કરૂં સ્મરણ હું ઉપકાર તારા,
ત્રાતા તમે ભવ વિષે પ્રભુ સત્ય મારા. ૪
કોટયાવધિ પ્રતિદિને અપરાધ થાય;
માગું ક્ષમા પ્રભુ રહો અમને સહાય;
આધાર આશ્રય કૃપાનિધિ સત્ય તારો,
સંસારસિંધુ ભયથી પ્રભુ નાથ તારો. ૫

એકાગ્ર ચિત્ત થકિ ધ્યાન ધરૂં તમારૂં,
કલ્યાણ મંગલ કરો સઘળું અમારૂં;
સાષ્ટાંગ નાથ તમને કરીએ પ્રણામ,
પૂરાં કરો પ્રભુ તમે શુભ સર્વ કામ.

## અભંગ.

અનાદિ અનંત, તમે ભગવંત;
પૂર્ણ ક્ષમાવંત, છો કૃપાળ. ૧
અનેક સૃષ્ટિમાં, મનુષ્યનો જન્મ;
કિધો છે ઉત્તમ, કૃપા કરી. ૨
ઉત્તમાધિકાર, તેને તમે આપો;
વિવેકને સ્થાપો, તેમાં તમે. ૩
તેને અનુસારે, ચાલી ભગવાન;
વૃત્તિયો સમાન, રાખું મારી. ૪
કરૂં સર્વકાળ, સજ્જનનો સંગ;
નવ કરૂં ભંગ, વ્રત મારૂં. ૫
સર્વ જન સાથે, મિત્રતાથી ચાલું;
તમને નિહાળું, સર્વ સ્થળે. ૬
માન અપમાન, માનું હું સમાન;
રાખું અભિમાન, ધર્મનું હું. ૭
પ્રભુ મને આપો, દૃઢ ભક્તિ ભાવ;
કોમળ સ્વભાવ, કરો મારો. ૮

## દોહરા.

સુખ દુખ સરજ્યાં ઈશ્વરે, દયા ધરીને એમ;
કડવાં મીઠાં ઓષડો, પાય જનેતા જેમ. ૧
પ્રભૂ કરે તે પ્રીતથી, સહેવું ગણીને સાર;
પ્રભૂ સમ કો સારો નથી, દીનદયાળ ઉદાર. ૨
જ્ઞાની કે અજ્ઞાની જન, સુખ દુખ રહિત ન કોઈ;
જ્ઞાની ભોગવે ધૈર્યથી, મૂર્ખ ભોગવે રોઈ. ૩
સુખ પાછળ દુખ દેખીએ, દુઃખ પાછળ સુખ હોય;
દિવસ ગયે રાત્રી પડે, રાત્રી પછી દિન જોય. ૪
હરકત કશી ન હોતતો, શોભત નહિ સંસાર;
કશી ફિકર નહિ હોત તો, બાંધત શિદ ઘરબાર. ૫
સંકટની શંકા ધરે, તેથી ન કાંઇ કરાય;
શીખે તરવા શી રિતે, જો જળમાં નહિ જાય. ૬
કષ્ટ સહન કીધા વિના, પદ ઉંચુ ન પમાય;
પારો તાપ અધિક સહે, ઉંચે એમ જણાય. ૭
આપે જો આરોગ્યતા, કરૂણા કરી કર્તાર;
દુનિયામાં દલપત કહે; એ સુખ અપરં પાર. ૮
દુખમાં દુખતો દેહ દુખ, બીજું કરજનું જાણ;
અલ્પ બધાં દુખ એ વિના, ઉર સંશય નહિ આણ. ૯
દુખ વેઠયે સમજણ પડે, સમજાવ્યે ન જણાય;
બાળક ડરે દીવા થકી, જ્યારે દીવે દઝાય. ૧૦

કોમળ અંતર પર દુખો, દેખી થાય દિલગીર;
અવયવને દુઃખ ઉપજે, આંખે આવે નીર. ૧૧
દયાળુ નિજ દુઃખ દેખીને, પર દુઃખ કરે વિચાર;
નિર્દય ન્યાલ થયા કહે, પંડે ઉતરી પાર. ૧૨

---

ના'ના પણ ઝાઝા તણા, આશ્રયથી સુખ સે'લ;
ના'નાં બહુ નેવાં મળી, ઢાંકે મોટા મે'લ. ૧
ઘણા ગરીબની મદદથી, જબર શત્રુ જીતાય;
રામે રાવણને હણ્યો, લઈ વાંદરાં સહાય. ૨
કહો શ્રેષ્ટ શા કામનો, જેથી ન સરે અર્થ;
નાનો પણ નિશિપતિ ભલો, રાની શ્રેષ્ટ પણ વ્યર્થ. ૩
શીખામણ લાગે નહિ, જ્યારે વિનાશ કાળ;
સમજાવ્યો સમજ્યો નહિ, લંકાનો ભૂપાળ. ૪
દિવસ ફરે તેવે સમે, સમજણ સઘળી વ્યર્થ;
ધર્મરાજ જુગટું રમ્યા, એવો કર્યો અનર્થ. ૫

---

## ૧૦

## તોટક.

પ્રભુતા પ્રભુ તારી દિસે સઘળે,
તુજ પાર પૂરો અમને ન મળે;
પ્રગટ્યો પરિપૂર્ણ પ્રતાપ ખરો,
કરુણાનિધિ કષ્ટ સમસ્ત હરો. ૧

ભૂમિમંડલ સુંદર શોભી રહ્યું,
તુજ શક્તિ થકી ભરપૂર ભર્યું;
પ્રભુનાથ તમે ભવ તાપ હરો,
કરૂણાનિધિ કષ્ટ સમસ્ત હરો. ૨

ગગને ગ્રહરાજ વિરાજી રહે,
પ્રભુની પ્રભુતાનું પ્રમાણ કહે;
સચરાચર સૃષ્ટિ વિશે પ્રસરો,
કરૂણાનિધિ કષ્ટ સમસ્ત હરો. ૩

ગ્રહ ગોલ વિચિત્ર ગતિથી ફરે,
પરબ્રહ્મ તણો પ્રતિબોધ કરે;
પ્રભુ નિર્મિત નીમથકી ન ફરો,
કરૂણાનિધિ કષ્ટ સમસ્ત હરો. ૪

પ્રભુ અંતર્યામિ અનાદિ તમે,
તમને સુનીતિ શુભ માર્ગ ગમે;
નિજ ભક્તતણી રૂડિ આશ પૂરો,
કરૂણાનિધિ કષ્ટ સમસ્ત હરો ૫

## વસંતતિલકા.

હે બ્રહ્મ ઇશ જગદીશ જગન્નિવાસ,
પાદારવિંદ નમી નાથ તને હું દાસ;
નિત્યે નિરંતર કરૂં સ્તુતિ પ્રાર્થનાઓ,
હે વિશ્વનાથ પ્રભુ નિત્ય પ્રસન્ન થાઓ. ૧

સંપૂર્ણ પ્રેમ કરીને ઉપકાર કીધો,
આ મૃત્યુ લોક મહિ માનવિ દેહ દીધો;
સાષ્ટાંગ નિત્ય તમને કરૂં વંદનાઓ,
હે વિશ્વનાથ પ્રભુ નિત્ય પ્રસન્ન થાઓ. ૨
માતા પિતા પ્રભુવરા અતિ દીન બાળ,
એકાગ્ર ચિત્ત થકિ ધ્યાન ધરૂં ત્રિકાળ;
નિત્યે પ્રણામ કરીને કરૂં યાચનાઓ,
હે વિશ્વનાથ પ્રભુ નિત્ય પ્રસન્ન થાઓ. ૩
વિદ્યા વિવેક મતિ સંપતિ આપ આપો,
સંભાળ મારી કરી સંકટ સર્વ કાપો;
દ્યો ધર્મ કર્મ કરવા શુભ સૂચનાઓ,
હે વિશ્વનાથ પ્રભુ નિત્ય પ્રસન્ન થાઓ. ૪
કર્તવ્ય કર્મ જગમાં રહિનાથ થાય,
સદ્ધર્મ નીતિ નિયમો સઘળા પળાય;
એ શુદ્ધ તારી અતિ ઉત્તમ અર્ચનાઓ,
હે વિશ્વનાથ પ્રભુ નિત્ય પ્રસન્ન થાઓ. ૫

## દોહરા.

મનના કારણથી દીસે, હરખ શોક આભાસ;
ખુશીથી ખરચે ક્રોડ પણ, દંડયે થાય ઉદાસ. ૧
મન ઢોંગી મન ધૂર્ત છે, મન હાથી મસ્તાન;
મન સુધરે તો મિત્ર છે, નહિ તો શત્રુ સમાન. ૨
છાના છેક રહે નહીં, અંતર તણા વિચાર;
આવે નિકળી એકદમ, અહાર સમ ઉદ્દગાર. ૩

## મનહરછંદ.

લગ્નમાં જો લાભ લાગે, તો વડી વિપત્તિ લેખે;
દારૂખાનું ખુશીથી, બે હજારનું બાળે છે;
લુંટાય કે દંડાય તો, દીલે દિલગીર થાય;
ભમતમાં મોટી મુડી, ઉમંગે ઉછાળે છે.
કાયામાં જો કાંટો વાગે, કાળજામાં કષ્ટ થાય;
નાક વિંધાવીને નેહે, દર્પણ નિહાળે છે;
દુઃખ સુખ દુનિયામાં, માન્યું દલપત કહે;
વિવેકી તો વિવેક, વિચારી મન વાળે છે. ૧

## ભુજંગી છંદ.

રળોને ખપો ખૂબ ઉદ્યોગ રાખી,
સજો સૂખ સંતોષનો સ્વાદ ચાખી;
કદી દીનતા તો ન આપે ઉચ્ચારો,
સદા સર્વથી શ્રેષ્ઠ સંતોષ સારો. ૧
દુખી હોય પોતા થકી કોઈ પ્રાણી,
જુઓ એ થકી આપ શ્રીમંત જાણી;
પ્રભૂનો પુરો પાડ ધીરેથિ ધારો,
સદા સર્વથી શ્રેષ્ઠ સંતોષ સારો. ૨

## દોહરા.

નાશ થાય કે નવ મળે, તેનો તજિયે શોક;
જેનો ઉપાય નવ જડે, ફાંફાં તજિયે ફોક. ૧

અંગતણા પણ અંશ નિત્ય, વધે ઘટે એ ખેલ;
અંગ રહ્યું તે આપણું, ગયો અંગનો મેલ. ૨
સૌથિ સરસ સંતોષ છે, ઠરવા કેરૂં ઠામ;
રાખો રૂડી રીતથી, દિલમાં દલપતરામ. ૩

## વસંતતિલકા.

અરે રૂડો માનવ દેહ આવ્યો,
બહુ પ્રતાપી પ્રભુએ બનાવ્યો;
તમે વિચારો હિત જો તમારૂં,
કરો કરો કાંઇક કામ સારૂં. ૧
આયુષ્યમાંથી પળ ઓછી થાય,
મહા મુલી તે નહિ મેળવાય;
જરૂર આ જીવન છે જનારૂં,
કરો કરો કાંઇક કામ સારૂં. ૨
ન કાઢશો કાળ કદી નકામો,
પરોપકારી શુભ નામ પામો;
ઠગાઇથી નામ ઠરે નઠારૂં,
કરો કરો કાંઇક કામ સારૂં, ૩
મનુષ્ય કાયા નથી મોજ માટે,
ઘડી નથી તે પશુ પક્ષિ ઘાટે;
અખંડ સ્વર્ગે સુખ આપનારૂં,
કરો કરો કાંઇક કામ સારૂં. ૪

સુકીર્તિનો સ્વાદ સદૈવ ચાખો,
આ લોકમાં નામ અખંડ રાખો;
તો વાગશે નિર્ભયનું નગારૂં,
કરો કરો કાંઈક કામ સારૂં. ૫
જગત્પતિને પ્રિય કામ જે છે,
આ લોકમાં ઉત્તમ કામ એ છે;
બીજું બધું માત્ર વિના વિચારૂં,
કરો કરો કાંઈક કામ સારૂં. ૬

## દોહરો.

જો સુખ ઇચ્છો જગતમાં, કરો સદા શુભ કામ;
એ શીખામણ અહરનિશ, દેછે દલપતરામ.

---

## ૧૧

## પ્રભાતીયું.

જાગરે જીવ અજ્ઞાન આળસ તજી,
જગત કર્તારને લેને જાણી;
નર દેહ નિરમીયો નીતિ સંભાળવા,
આચરે અનીતિ તે અધમ પ્રાણી. જાગરે. ૧
વિશ્વ કર્ત્તા તણું દીસે ડહાપણ ઘણું,
સુખકર સરજીયો સુરજ જોણું;

તેજ ફેલે અતિ વાયુ છાદન વતી,
આંખ સહુ દેખતી થાય એણે. જાગરે. ૨

ધન્ય દયાલ તેં ધરણી કેવી રચી.
સિદ્ધ પદારથ યુક્તિ સારી;
વિવિધ પ્રકાર વનમાંહિ વનસ્પતિ,
અખિલ છે અમિત આનંદકારી, જાગરે. ૩

પોષવા સર્વને નીર પેદા કર્યું,
વ્યોમ માંહી રચી મેઘમાળા;
ચંદ્ર આકર્ષણે સિંધુ ભરતી ચઢે,
જાય એ જુક્તિથી વાણવાળા. જાગરે. ૪

જ્યોતિષ ચક્ર તું જોને આકાશમાં,
દીસતા દિવ્ય અનંત તારા;
એજ ઉપયોગી છે સર્વ સંસારને,
ધન્ય હે સૃષ્ટિ સૃજનાર સારા. જાગરે. ૫

તાહરો દેહ તું જોને કેવો કર્યો,
અદ્‌ભુતતા ઘણી છે જ એમાં;
સર્વ વિષયોતણું જ્ઞાન બહુ થાય છે,
તત્વ મોટું કર્યું ચિત્ત તેમાં. જાગરે. ૬

બુદ્ધિએ નિશ્ચય થાય બહુ વાતના,
એ થકી અધિક ઉદ્યોગ સૂજે;
એજ સૃજનારને મૂઢ સમરે નહિ,
અંદમતિ મલિન પાખંડ પૂજે. જાગરે. ૭

સરજનહારનું જ્ઞાન સોહામણું,
સર્વને સમજવા યોગ્ય સારૂં;
છોટમ સઘ સંસારથી ઉદ્ધરે,
વચન સુવિચારથી માન મારૂં. જાગરે. ૮

## શાલિની.

વિશ્વા ધીશા વિશ્વવંદ્યા વિધાતા,
સત્યાનંતા સચ્ચિદાનંદકંદા;
શ્રદ્ધા ભક્તિ ધ્યાન યોગે હું વંદું,
તારો મારે આશરો દીનબંધુ. ૧

દોષો દેખી ઉપકારો કરો છો,
પ્રાણીઓને અન્નપાનો ભરો છો;
એવા સ્વામી છો પ્રભૂ રે કૃપાળ,
સંભાળો છો ભક્તને સર્વ કાળ. ૨

દેવા તારી જો કૃપાદષ્ટિ થાશે,
સત્કર્મોના શુદ્ધ માર્ગે જવાશે;
આપો નિત્યે દાસને બુદ્ધિ રૂડી,
કાપો મારી વાસના સર્વ કુડી. ૩

આપો આપો ચિત્તને શાંતિ આપો,
કાપો કાપો પ્રાણિનાં કષ્ટ કાપો;
ધારો ધારો પ્રાર્થના લક્ષ ધારો,
તારો તારો વિશ્વ સિંધુથી તારો. ૪

સત્કર્મોથી ચિત્તની શુદ્ધિ થાય,
ભક્તિદ્વારે મોક્ષ ધામે જવાય;
ઢોંગો વેશો બાહ્યના સર્વ ખાલી,
અંતઃશુદ્ધિ છે તેને નાથ વ્હાલી. ૫

નીતિ માર્ગે ચાલતાં કષ્ટ થાય,
તોએ તે સન્માર્ગને ના મુકાય;
ઇચ્છા તારી માની આધીન રે'વું,
માથે આવે કષ્ટ તે સર્વ સે'વું. ૬

રૂડાં કાર્યો લોકનાં જો ન થાય,
મિથ્યા ફેરો જન્મનો સર્વ જાય;
આ વિજ્ઞપ્તી સ્વલ્પ મારી સ્વીકારો,
સત્કર્મોના સૂચવો સદ્વિચારો. ૭

આપત્કાળે ધીરતા નાથ આપો,
ભક્તિ સેવામાં પ્રભુ વૃત્તિ થાપો;
દ્રવ્યાદિનો લાભ સંપૂર્ણ થાય,
ત્યારે પૂરી તો પરીક્ષા જણાય. ૮

વિશ્વ સ્વામી જો હશો રે સહાય,
વૃત્તિ મારી ગર્વથી ના ભમાય;
સન્મિત્રો આ સૃષ્ટિમાં જે અમારા,
તેઓને દ્યો સદ્‌ગુણો બોધ સારા. ૯
શત્રુઓની દુર્મતિને સુધારો,
સર્વે સ્થાને શાંતિઓને વધારો;

જીવોનું જે વસ્તુથી થાય હીત,
અંતર્યામી આપને છે વિદીત. ૧૦
માની લેશો પ્રાર્થના નમ્ર મારી,
આશા રાખું નાથ પૂરી તમારી;
આ સંસારે ચિત્તની શાંતિ પામું,
અંતે તારા ક્ષેમ ધામે વિરામું. ૧૧

## ધોળ.

સત્ય નહિ તે ધર્મજ શાનો, દયા વિના શું દાન જોને;
વિનય વિના તે વિદ્યા શાની, દાન વિના શા દામ જોને. ૧
દૈવત નહિ તે દેવજ શાનો, ધર્મ વિના શું ધ્યાન જોને;
ભાવ વિના તે ભકિત શાની, ભકિત વિના શું જ્ઞાન જોને. ૨
જ્ઞાન વિના તે ગુરૂજન શાનો, તે શું દેશે બોધ જોને;
મન વશ નહિ તે તપ પણ શાનું, શીલ વિના શું સ્નાન જોને. ૩
સદ્‌ગુણ નહિ તે સાધુ શાનો, તૃષ્ણા ત્યાં શો ત્યાગ જોને;
ભ્રાંતિ રહિ તે અનુભવ શાનો, સાચો ન મળે શોધ જોને. ૪
સાચા પ્રભુને જે નવ શોધે, તે નર કહીએ કાચા જોને;
કહે છોટમ નિરધાર કરીને, સૌ શાસ્ત્રોનો સાર જોને. ૫

## વસંતતિલકા.

રે માનવી સરવ માનવાૅ વાત મારી,
છે અર્થની નથાૅ અનર્થનાૅ કે નઠારી;
શાસ્ત્રો વિષે લખત છે મત છે ખરોરે
ઔદાર્ય કાર્ય કરવા કર વાવરોરે. ૧

જે વાવર્યું સુકૃતમાં વર્યું તે તમારૂં,
દાટેલ જે ધરજમાં  રજમાં જનારૂં;
ધીમંતતા કથનમાં મનમાં ધરોરે,
ઔદાર્ય કાર્ય કરવા કર વાવરો રે. ૨

થોકે મળી સ્થિર કદી સ્થળમાં થવાના,
પૈસા પછીથીં પળમાં જળમાં જવાના;
એ કારણે અતિ રૂડાં કૃત્ય આદરોરે,
ઔદાર્ય કાર્ય કરવા કર વાવરોરે. ૩

તે ધન્ય ધન્ય ધરણી પર પિંડ ધારી,
જે ખાંત રાખીં ખરચે વિત ને વિચારી;
પોતે સુપંથ સમજે પણ પાંશરોરે,
ઔદાર્ય કાર્ય કરવા કર વાવરોરે. ૪

જે દીનને પ્રતિદિને સુખ દાન દાતા,
તે ધન્ય તેમજ મહા ધન્ય તાત માતા;
એવું વિચારીં શુભ સાધન સંઘરોરે,
ઔદાર્ય કાર્ય કરવા કર વાવરોરે. ૫

## દોહરો.

ઉદાર પુરૂષ ઉદારતા, તજે ન સહીં પરિતાપ;
આંબાને પથરો હણે, પણ આપે ફળ આપ. ૧

## ૧૨

### હિંડી.

નમું સદ્ચિદ્ઘન એક અનાદ્યંતા,
નમું વિશ્વંભર વિશ્વના નિયંતા;
નમું સર્વસાક્ષી સત્ય મુક્તિદાતા,
નમું મંગળમય ભક્તજન ત્રાતા. ૧
નમું નિર્મળ નિઃસંગ ન્યાયકારી,
નમું સર્વ શકિતમાન ઉપકારી;
નમું સર્વ સેવ્ય શાન્તિ સુખસ્થાન,
નમું કરૂણાકર સર્વ શકિતમાન. ૨

### શિખરણી.

જગાધીશા તારો, અતિ પ્રબળ આધાર અમને;
તમે ના વીસારો, ચિત થકી કદી ભકત જનને;
પિતામાતા તારા, અનુગ્રહ દયામાં નથી મણા;
ક્ષમા પાપો મારાં, કરી પ્રભુ કરો પૂર્ણ કરૂણા. ૧
સ્વયંભૂ છો સ્વામી, નવ કદી રહે ગુપ્ત તમથી;
તને અંતર્યામી, વિનતિ કરીએ રે વિનયથી;
જગત્કર્તા માનું, નિરખી સઘળી વિશ્વ રચના;
ક્ષમા પાપો મારાં, કરી પ્રભુ કરો પૂર્ણ કરૂણા. ૨
સહુ પ્રાણી તારાં, પૃથિવિ મહિ વિસ્તારથી રચ્યાં;
તથાપિ તે મધ્યે, મનુષ જનને તેં કરી દયા;

દીધી છે સદ્બુદ્ધિ, સતત સન્માર્ગે વિચરવા:
ક્ષમા પાપો મારાં, કરી પ્રભુ કરો પૂર્ણ કરૂણા. ૩
નિષિદ્ધાચારોમાં, નબળું મન મારૂં નિત ભમે;
સદા સદ્ધર્મોમાં, અતિ ત્વરિત વાળો ચિત તમે:
કરો સન્માર્ગોમાં, પ્રવૃત્ત મનવૃત્તિ પ્રભુ સદા;
ક્ષમા પાપો મારાં, કરી પ્રભુ કરો પૂર્ણ કરૂણા. ૪

## વસંતતિલકા.

હે વિશ્વદેવ કરૂં સેવ સદા તમારી,
દો ધર્મકર્મ કરવા મતિ નિર્વિકારી;
રાખો સમીપ પ્રભુ પ્રાર્થન હું કરૂં છું,
તારો તમે પ્રભુ મને ચરણે નમું છું. ૧
અત્યંત લાભ જગમાં જગદીશ થાય,
તોએ ન વૃત્તિ કદી ગર્વ થકી ભમાય;
ધારો દયા પ્રભુ હું દ્વાર ઉભો રહું છું,
તારો તમે પ્રભુ મને ચરણે નમું છું. ૨
સંસારમાં વિચરતાં ચિતમાં હું ધારૂં,
તારૂં સ્વરૂપ સુખરૂપ અનૂપ સારૂં;
થાઓ સહાય પ્રભુ એ વિનતિ કરૂં છું,
તારો પ્રભુ શરણ છું ચરણે નમું છું. ૩
સંબંધી હોય જગમાં વળી મિત્ર મારા,
તેને મને સુખ હજો સુફ્લોજ સારાં;

સર્વેનું મંગળ સદા શુભ ચિંતવું છું,
તારો પ્રભૂ શરણુ છું ચરણે નમું છું. ૪
આલસ્ય વૃત્તિ વળી નિર્દયતા વિકાર,
ચિત્તે રહ્યા બહુજ દુર્ગુણના વિચાર;
માટે કૃપાથિ મન શુદ્ધ કરો મહેશ,
પાયે પડું પ્રભૂ તને વદું શું વિશેષ. ૫

## દોહરા.

સર્વે લોકો છે સગા, પિતા એકનું પેટ;
એ સૌમાંથી એક પણ, નથી પરાયો નેટ. ૧
પ્રીતિ જેવી પુત્ર પર, ભાઈ ઉપર જે ભાવ;
સ્નેહ તેહવો સર્વપર, કરવા કરો ઠરાવ. ૨
એજ રીતે જન અખિલનું ઈચ્છો રૂડું આપ;
તર્ત કરો જ્યમ તેમના, સર્વ ટળે સંતાપ. ૩
આપ વિચારો આપનું, દેહતણું જે દુઃખ;
સમજો તેવું સર્વને, દેહ દુઃખ કે સુખ. ૪
તમે પ્રીત તે ઉપરે, રાખો રૂડી રીત;
તો તે જન તમ ઉપરે, પૂરી રાખશે પ્રીત. ૫
તે માટે સજ્જન તમે, જનપર પૂરણ પ્યાર;
રાખોતો પ્રભુ રીઝશે, કૃપાસિંધુ કરતાર. ૬
ઇચ્છે ભુંડું આપણું, કદી અજ્ઞાની કોઈ;
તોપણ તે જનનું તમે, જરૂર રીઝો સુખ જોઇ. ૭

સુખ પામે સઘળી પ્રજા, એ ઇશ્વર એ આપ;
હેતુ કે શત્રુ હજો, પણ થાજો નિષ્પાપ. ૮

---

રાખી દયા હૃદય વિશે, કરો લોક ઉપકાર;
ઉત્તમ કારજ એજ છે, સર્વ ધર્મનો સાર. ૧
દુખ દેખી દિલ ધરી દયા, દેવું સુખનું દાન;
તન મન ધન તે કારણે, કરો સકળ કુર્બાન. ૨
લાભ લીધો પર લોકનો, ધર્યું અવીચળ ધામ;
પ્રીતે પર ઉપકારનાં, કીધાં જેણે કામ. ૩

**મનહર છંદ.**

દિલમાં દયા ધરીને જેણે પર દુઃખ છેદ્યાં,
પાપથી જે ડર્યો પોતે વખત તમામમાં;
સર્વ સાથ સ્નેહ રાખી સાચવ્યું સદાચરણ,
મુઆ પછી જેના ગુણ વખણાય ગામમાં;
પ્રભુપર પ્રીતિ રાખી કોઇને ન કષ્ટ કર્યું,
કાઢી જેણે ઉમર પરોપકારી કામમાં;
સત્યવાદી ત્રાહિત જનોનાં મન સાક્ષી પુરે,
તો જરૂર જાણવું તે ગયો પ્રભુ ધામમાં. ૧

---

**૧૩**

**ગીતિ.**

જ્યાં નવ ભાસે દિનમણિ, નિશમણિ ગ્રહગણ હુતાશ નવ ભાસે;
ભાસે બ્રહ્મ સદા ત્યાં, તે થકી ત્રિભુવન પ્રદીપ્ત અતિ ભાસે. ૧

જે થકી ઉદ્‌ભવ જગનો, જેણે કરીને પ્રકાશને પામે;
જેમાં જઈ વિરામે, જે તણી કરૂણા દીસે સહુ ઠામે. ૨
આસ્તિક ભક્ત જનો જે, પ્રભુનુ અસ્તિત્વ સચ્ચિત ધારે;
નાસ્તિક ઉર્મિ ઉપજતાં, તત્ક્ષણ તેને નિવારી ધિક્કારે. ૩
પ્રભુ અસ્તિત્વ પ્રમાણો, જગ રચનામાં અતિ પ્રબળ ભાસે;
સુંદર નિયમો નિરખી, નિશદિન મનવૃત્તિ મારી ઉલ્લાસે. ૪
ગગને ગ્રહગણ રચના, રચી છે સુંદર અતિ ચમત્કારી;
નિશ્ચલ નિયમો બાંધી, અતિશય સત્તા તમેજ વિસ્તારી. ૫
પ્રભુતા એજ તમારી, દોષો દેખી ન રોષ ચિત ધારો;
અતિ કરૂણા વિસ્તારો, સેવક જનને કદી ન વીસારો. ૬
ઉત્તમ ગતિ અમારી, નિશ્ચય ઉત્તમ કૃતિ થકી થાય;
આદ્યાવધિ મુજ દોષો, પ્રભુ તુજ કરૂણાકટાક્ષ થકી જાય. ૭
અંતર નિર્મળ નથી તો, બાહ્યાચાર્યો બધી વૃથા જાય;
સત્ય પરાભકિત છે, તે થકી પ્રભુનું પ્રસન્ન ચિત થાય. ૮

## અભંગ.

પ્રભુ તમ વિના, મને કોણ પાળે;
કષ્ટ મારૂં ટાળે, બીજું કોણ? ૧
કોણ જાણે મારી, ખરેખરી દાઝ;
રાખે કોણ લાજ, તમ વિના? ૨
તમારો પ્રસાદ, થાય પ્રભુ જ્યારે;
ફળ મળે ત્યારે, પ્રયત્નનું. ૩

માટે પ્રભુ માગું, તમારો પ્રસાદ;
થાય ન વિખવાદ, વિઘ્ન કાંઈ. ૪
ખરેખરૂં મારે, તમારૂં વળાવું;
તમ વિના લાવું, બીજા કોનું? ૫
જેમ ઘટે તેમ, કરશો કૃપાળ;
કેવળ હું બાલ, અજ્ઞાની છું. ૬
મારા એકલાનું, નવ ચાલે બળ;
નવ મળે ફળ, કૃપા વિના. ૭

## દોહરા.

સ્વદેહ તેમ સ્વદેશની, લે નહિ જે સંભાળ;
ચોટે તેને ચાંદલે, ગાંડા કેરી ગાળ. ૧
એકલપેટા અતિ ઘણા, કરે સ્વારથે કાજ;
દાઝ ધરે ઉર દેશની, એ તો વિરલા આજ. ૨
કઇક ભણી નોકર થયા, કમાય છે કંઇ વ્યાજ;
દશા સુધારે દેશની, એતો વિરલા આજ. ૩
કંઈ જનને જાગીર છે, કઇક કરે છે રાજ;
દશા સુધારે દેશની, એતો વિરલા આજ. ૪

---

કેમ વહેમની વારતા, પંડિત કરે પ્રમાણ?
માને મૂરખ માનવી, આપે હોય અજાણ. ૧
મંત્ર જંત્ર ને મેલડી, તેતો તૂતે તૂત;
વળગે પૂરા વહેમથી, ભોળા જનને ભૂત. ૨

ભડકણુ ભોળા ભાઈને, ભાસે સાચું ભૂત;
તપાસતાં તે તો ટરે, ભૂત નહિ પણ તૂત. ૩

### મનહર છંદ.

ભૂપના ભવનમાં સુતો ગમાર ગામડિયો,
ઘડીઆળ ઘોષ શુણી ભડકીને ભાગે છે;
ધૂમ શુણી બહુ લોકે કારણ પૂછ્યું તો કહે,
છે તો ઘર ઠીક પણ બીક બહુ લાગે છે;
નક્કી ભૂત થાય મરી જાય જે નવા ઘરમાં,
આ ઘરમાં ભાઈ ભારે ભુતાવળ જાગે છે;
રાત અરધીક જ્યારે જાય દલપતરામ,
ઘણુણુણુ ઘણુણુણુ, ઘંટડીઓ વાગે છે. ૪

### દોહરા.

માન્યાથી જો માનતા, દેહ દરદ દુર જાય;
તોસગળા શ્રીમંતને, દેહ દરદ નવ થાય. ૫

### ભુજંગી છંદ.

નથી મંત્રથી જંત્રથી કામ થાતું,
નથી ચીઠિ દોરા થકી વેર જાતું;
ખરૂં વેર તે તો વિનયથી ખસે છે,
વિનયમાં વશીકાર વિદ્યા વસે છે. ૬
જનો સર્વને જીતવા જો વિચારો,
વિનય વાક્ય આધિનતાથી ઉચ્ચારો;

વિનયથી દયા દીલ માંહી ઠસે છે,
વિનયમાં વશીકાર વિદ્યા વસે છે. ૭

### ઈંદ્રવિજય છંદ.

મારણ મંત્ર ખચીત ક્ષમા, મનમોહન મંત્ર રૂડી ચતુરાઈ;
સ્તંભનમંત્ર સદા સનૂમાન, પ્રકર્ષણમંત્ર સનેહ સચાઈ;
એમ ઉદ્યોગીપણું જ ઉચ્ચાટન, વાણિ ભલી વશકારક ભાઈ;
અન્ન સજીવન ઔષધિ છે, દલપત કહે જળમાં અમૃતાઈ. ૮

### દોહરા.

કંન્યાશાળા અગ્નિરથ, આદિક ઉપજ્યાં જેમ;
દેખી દિલ દાઝે બળે, વિશેષ જેને વે'મ. ૯
ભોળાજન વિદ્યા ભણી, વહેમ તજી વખણાય;
વહેમીના સહવાસથી, વળિ તે વે'મી થાય. ૧૦
દેખી પણ નહિ માનિયે, વગર વિચારી વાત;
દીસે ફરતો સૂર્ય પણ, ફરે પૃથ્વી સાક્ષાત. ૧૧

---

### ભુજંગી.

સજોરે સુધારો તજો વાત આડી,
સુધારાથી થૈ આ જુઓ આગગાડી;
જુનો રાહ મુંવે જતાં જે ન છોડે,
કહો તે કદી જૈ શકે કષ્ટ થોડે ? ૧

### દોહરા.

તે નર સુધર્યો તે ભણ્યો, બુદ્ધિમાન પણ તે,
ભૂલે નહિ ભગવાનને, ડરે દોષથી જેહ. ૧

## ૧૪

### સ્ત્રગ્ધરા.

વિશ્વાધારા અપારા, અતિ વિનયથકી, વંદું પાદારવિંદે;
પ્રેરો સદ્ધર્મ નિત્યે, નહિ કદિ ફરશું હું, વાસના દુષ્ટ છંદે;
સંસારાબ્ધિ પ્રવાહે, પ્રભુ કર ધરીને, ધર્મ નૌકાથી તારો;
વંદુ હું વિશ્વનાથા, વિનયથી તમને, કષ્ટ સર્વે નિવારો. ૧
શીશી શોભા વખાણું, વિભુ તુજ કૃતિની, શકિત છે રે અપાર;
મોટા મોટા મહંતો, અતિ શ્રમ કરીને, થાકી પામ્યા ન પાર;
અજ્ઞાની પ્રાણિ હું તે, તુજ ગુણ મહિમા-ના કરૂં શું વિચારો;
વંદુ હું વિશ્વનાથા, વિનયથી તમને, કષ્ટ સર્વે નિવારો. ૨
જાણો અંતઃસ્થ વાતો, વધુ પ્રભુ તમને, શું કરૂં હું વિલાપો;
વિશ્વાસે હું રહુંછું, ભવપતિ અમને, સર્વદા શાંતિ આપો;
આરાધું એક ચિત્તે, પ્રભુ મુજ હૃદયે, ભકિત શ્રદ્ધા વધારો;
વંદુ હું વિશ્વનાથા, વિનયથી તમને, કષ્ટ સર્વે નિવારો. ૩
તારો તારો પ્રભૂ હે, કર ગ્રહી અમને, વિશ્વ સિંધુથી તારો;
બીજો એકે ન આરો, તુજવિણુ વિભુરે, વિઘ્ન સર્વે વિદારો;
સાચો વિશ્વાસ તારો, દિન જન મુજને, ચિત્તથી ના વિસારો;
વંદુ હું વિશ્વનાથા, વિનયથી તમને, કષ્ટ સર્વે નિવારો. ૪



સૃષ્ટિ શોભા પ્રભાથી, પ્રગટ બહુ કિધી, પૂર્ણ શકિત તમારી;
વસ્તુ માત્રે વિચારી, વિભુ નિજ બળથી, ધર્મ દીધોજ ભારી;

વ્યાપો સંપૂર્ણતાથી, પ્રભુ ત્રિભુવનમાં, છે તમારા પ્રતાપો;
પાપો કાપો અમારાં, પ્રભુ કરી કરૂણા, સન્મતિ નિત્ય આપો. ૫
જીવો સંરક્ષણાર્થે, બહુ બહુ વિધિથી, વસ્તુ સર્વે સૃજાવી;
સત્તા સર્વત્ર વ્યાપી, પ્રભુ નિજ કૃતિનો, હેતુ દીધો બતાવી;
એવા કારૂણ્યમૂર્તી, શુભગુણયુતના, હું કરૂં નિત્ય જાપો;
પાપો કાપો અમારાં, પ્રભુ કરી કરૂણા, સન્મતિ નિત્ય આપો. ૬
વિદ્યા સદ્બોધ જ્ઞાના-મૃત ફળ રસનાં, નાથ પાનો ન કીધાં;
કીધાં કાર્યો ન રૂડાં, દિન બળહિનને, દ્રવ્ય દાનો ન દીધાં;
માની આજ્ઞા ન તારી, કરી અવગણના, તે ક્ષમા નાથ આપો;
પાપો કાપો અમારાં, પ્રભુ કરી કરૂણા, સન્મતિ નિત્ય આપો. ૭

## અભંગ.

પ્રભુ પ્રાણપતિ, સુણી આ વિનંતિ;
કરો મારી મતિ, પરી શુદ્ધ. ૧
લોક હિતકારી, કાર્ય નથી થતું;
ભમે રઝળતું, મન મારૂં. ૨
માતપિતા વિના, કોને જઈ કહું?
શરણ હું ચહું, અન્ય કોનું? ૩
વિપરિત માર્ગે, બહુ હું ગયો છું;
પ્રભુ હું થયો છું, શિક્ષા પાત્ર. ૪
કહું શું વધારે, પ્રભુ વારે વારે;
કોણ મને તારે, તમ વિના? ૫

કાલાવાલા મારા, કરો અંગિકાર;
યાચું આવી દ્વાર, તમારે હું. ૬

### ઇંદ્રવજ્રા.

સ્રષ્ટા તમે સૃષ્ટ પદાર્થ સર્વના,
સાક્ષી તમે છો પ્રભૂ સર્વ કર્મના;
સર્વેશ સર્વાંતર્યામિને સદા,
સાષ્ટાંગ વંદી પ્રભૂ માગું છું ક્ષમા. ૧
કૌટુંબિ મિત્રો સ્વજનો જનો બધા,
પામે નહિ કિંચિત્ દુઃખ આપદા;
આરોગ્યતા આપી કરો સહાયતા,
રાખો જગતમાં પ્રભુ સર્વ શાંતતા. ૨
નીતિ પ્રમાણે અનુવર્તનો થશે,
ત્યારે કૃપા પૂર્ણ તમારી તો થશે;
માટે વિનંતિ કરૂં વારવારરે,
સ્વીકારવાને કરશો ન વારરે. ૩

### દોહરા.

જગ મધ્યે જૂદાં નથી, ગાંડા જનનાં ગામ;
ગુણ હીણા તે ગાંડિયા, દાખે દલપતરામ. ૧
કરી ભરૂંસો કર્મનો, કહે થશે થાનાર;
આપ તજે ઉદ્યોગને, એ પણ એક ગમાર. ૨
સારૂં નરસું શોધિને, જુએ ન સાર અસાર;
ગોળ ખોળ સરખાં ગણે, એ પણ એક ગમાર. ૩

ટંટા ટુંકા થાય તો, વળી કરે વિસ્તાર;
લડાઈથી લાજે નહિ, એ પણ એક ગમાર. ૪
નિઃસંશય ઉત્તર મળે, તોય કરે તકરાર;
વ્યર્થ વદે વળિ વાદ બહુ, એ પણ એક ગમાર. ૫
સમજે જે જન સર્વથી હું જ ઘણો હુંશિયાર;
પછી ન પૂછે કોઇને, એ પણ એક ગમાર. ૬
કરે ખુશામતખોરજન, વખાણ વારંવાર;
સાચું માને સર્વ તે, એ પણ એક ગમાર. ૭
ઉપજ ખરચના આંકનો, શોધે નહીં સુમાર;
વણ લેખે ધન વાવરે, એ પણ એક ગમાર. ૮

## ઉપજાતિ.

જો પારકી કીર્તિ પડે જ કાને,
મિઠાશ તેમાં મનથી ન માને;
સ્વકીર્તિનાં ગાયન ગાય ગાજી,
મિથ્યાભિમાની મુરખા મિજાજી. ૪

## મનહર છંદ.

વધે અભિમાન ત્યારે ઉંચી ઉંચી દૃષ્ટિ કરો,
તૃષ્ણા વધે ત્યારે નીચા નીચાને નિહાળિયે;
દુખિયાનાં દુઃખ દેખી તેઓનાથી તો વિશેષ,
સમજી પોતાને સુખી સદા મન વાળિયે;

જેમ ટાઢ પડે ત્યારે ભાળિએ સૂરજ સામું,
તાપ પડે ત્યારે છાયા ઝાડની સંભાળિયે:
કહે દલપતરામ કરીને ઉપાય આમ,
અભિમાન તથા તાપ તૃષ્ણા તણો ટાળિયે. ૫

## દોહરા.

અલ્પ કાંઈ ગુણ આવતાં, છાકિ મગજ છલકાય:
જરૂર તે પછિ જાણવું, શેષ ગુણો ન સમાય. ૧
આપેલો જગદીશ્વરે, હરેકમાં ગુણ હોય:
અવગણના કરિ કોઇની, ગર્વ ન ધરશો કોય. ૨
કૃત્ય કર્યાથી થાય શું, જો ન વખાણે લોક;
નહીં સુગંધ સુફળ નહીં, આવળ ફૂલે ફોક. ૩

## ચોપાઇ.

મારા સરખો ડાહ્યો નહીં, મારા સરખો પંડિત નહીં:
એમ ગુમાન ધરીને ફરે, તે અંતે પસ્તાવો કરે. ૧
ભલા ભલા જગમાં છે ભાઈ, તેની સાથે શી સરસાઈ:
સરસાઈ તૂં નીચું જોય, એમાં તારૂં માનજ હોય. ૨

## દોહરા.

લોભે લાજ ઘટે ઘણી, લોભે પ્રભુ પ્રતિકૂળ;
લોભે લક્ષણ જાય છે, લોભ પાપનું મૂળ. ૧

વણુ પાવકથી પરજળે, અદેખા તણું ઊર;
અન્ય તણી ઉત્કૃષ્ટતા, જોઈ ન શકે જરૂર. ૧
શકે નહીં ગુણુ મેળવી, રાખે હૃદયે રોષ;
અકળાઈ પર ઉપરે, મિથ્યા મૂકે દોષ. ૨
પડતી ઈચ્છે પર તણી, ચડતી આપ ચહાય;
પણ પાપી શું કરિ શકે, ધાર્યું ધણિનું થાય. ૩

---

## ૧૫

## શાર્દૂલવિક્રિડિત.

જે ઇચ્છા થકી ભૂમી પર્વત જળો, તત્વો થયાં દીપિતાં;
જેણે સૂર્ય શશિ ગ્રહાદિ ભૂવનો, કીધાં બહુ શોભિતાં;
જે સત્તા થકી રાશિ ચક્ર ભગણો, ભાસે મહા મંડળે;
તે વિશ્વેશતણી અચિંત્ય ગતિને, જીવો કદી ના કળે. ૧
જેણે વિશ્વ વિશે વિચિત્ર કૃતિથી, વસ્તૂ સરજાવી બધી;
જેની નિત્ય પ્રતે પ્રજાપર દિસે, પ્રીતિ દયાઓ ઘણી;
જે છે સત્ય સમર્થ કાર્ય કરવા, કારૂણ્યમૂર્તિ સદા;
તે વિશ્વંભર સર્વ પૂર્ણ કરશો, ભકતો તણી કામના. ૨
જેની શકિત સમસ્ત વિશ્વ પ્રસરી, જેમાં દયા છે ભરી;
જેમાંથી અતિ શ્રેષ્ટ સૃષ્ટિ નિસરી, જેથી સ્થિતિમાં રહી;
જેનો પાર અપાર કો નવ કળે, સત્તાથી વ્યાપે સદા;
તેવા બ્રહ્મ સમર્થ સત્ય પ્રભૂને, નિત્યે કરૂં વંદના. ૩

સ્વામી સર્વ સમર્થ સત્ય સબળી, સંપૂર્ણ સત્તા ધરો;
મિથ્યા માનુષી યત્ન જાય સઘળું, જ્યારે કૃપા ના કરો;
માટે હું દીનદાસ આશ ધરીને, માગું તમારી કૃપા;
કાર્યો શ્રેષ્ટ વિશે સહાય રહીને, સંતોષ આપો સદા. ૪
બાંધી છે અવધિ ત્યહાં લગિ મતિ, જીવો તણી ચાલશે;
તેથી પાર ગયે ઘણો ભ્રમ થશે, ભ્રાંતિ બહૂ ભાસશે;
માટે તે અવધીજ મધ્ય રહીને, ધર્મ ધ્વજા ધારવી;
શિક્ષાઓ પ્રભુ તારી માન્ય કરીને, નીતિ ન વિસારવી. ૫

---

હે વિશ્વેશ્વર હે જગત્રય ગુરૂ, સર્વજ્ઞ સચ્ચિદ્દઘના;
કોટુંબી જન મિત્ર બંધુ સઘળા, જે આ જગતમાં રહ્યા.
આ દેશે વસતા વિદેશ ફરતા, પ્રાણી સમસ્તો તણાં;
પાપો સર્વ ક્ષમા કરી, પ્રભૂ તમે, સંતોષ આપો સદા. ૧

## રાગ ધીરાના પદનો.

વિચાર કરી જોવું રે, વિશાળ બુદ્ધિવાળાને;
ભાવ ધરી ભજવું રે, કર્ત્તાર કૃપાળાને. (ટેક)
એક ઘડી પણ આખા દિવસમાં, કરવો સજ્જન કેરો સંગ;
નીતિની રીતિ પ્રીતિ કરીને પાળવી, ઉલટ ધરી ધરી અંગ—
ભંગ કરે ભ્રાંતિ રે, ત્રોડે અજ્ઞાન તાળાને. વિચાર. ૧
પૈસો મળે તો પુણ્ય માર્ગે ખર્ચે, જેથી સહુ જનને સુખ થાય;
વિદ્યા વધેને જીવ રહે વિશ્રામે, કીર્તિ ભલી કહેવાય—
પરોપકાર કરવો રે, નવાણ ધર્મશાળાને. વિચાર. ૨

નીતિ અનીતિનો નિશ્ચય કરી, બુદ્ધિ ઠરાવી રહેવું ઠામ;
સર્વ સિદ્ધાંત કેરો સાર સમજવો, લેવું પ્રભુનું નામ-
છોટમ નવ ભુલીશરે, બ્રહ્મમંત્ર માળાને, વિચાર. ૨

## ૫૬.

તે સવિતા પરબ્રહ્મ પ્રભુનું નિત્ય નિરંતર ધ્યાન ધરૂં, એ ચાલ.

હે પ્રિય મિત્રો પ્રભુ આજ્ઞાઓ, મનકર્મ વચને માનોરે;
સત્ય વચન સત્સંગ સદિચ્છા, સત્કર્માનુષ્ઠાનોરે;
સદા પ્રભુ ચરણે અભિવંદન, એ છે મુખ્ય વિધાનોરે. હે. ૧
આ જગતમાં જન્મ ધર્યો જે, તે પરિણામે જવાનોરે;
કૃતિ પ્રમાણે પ્રભુની પાસે, નિશ્ચય ન્યાય થવાનોરે. હે. ૨
રહેણી વિના કહેણી મિથ્યા છે, જળ વિણ જેમ બિજ વાવોરે;
બ્રાહ્માભ્યંતર શુદ્ધ ક્રિયાથી, જન્મ તણો લ્યો લા'વોરે. હે. ૩
અવસર વીત્યો ફરી નહિ આવે, ચિત્ત વિશે વિચારોરે;
નિર્મળ અંતઃકરણ કિધા વિણ, ઢોંગ ન કરવો હાલોરે. હે. ૪
ચિત્ત શુદ્ધ કરવાનો સાચો, સદાચાર છે પાયોરે;
દાંભિક વિધિના વેશ થકી, વિશ્વેશ ન જાશે વાહ્યોરે. હે. ૫
અંધ પંગુ અશક્ત નિરાશ્રિત, રોગી જનને પાળો રે;
અન્ન વસ્ત્ર ઔષધ આપીને, દુઃખ તેઓનાં ટાળોરે. હે. ૬
આત્મવત્ સહુ પ્રાણી ગણીને, સદા કરો ઉપકારોરે;
પ્રભુ આજ્ઞાનો એજ સાર છે, તે નિત ચિત્તમાં ધારોરે. ૮

## દોહરા.

ગરજ સમે ગરજૂ જનો, બોલે મીઠા બોલ;
ભાર ન ગણશો ભાઇઓ, તેનો તરણા તોલ. ૧

---

અમૂલ્ય પણ સહજે મળે, તે સસ્તું તે દામ;
નદી કિનારે નીરનો, એક ન ઉપજે દામ. ૧
જોઇએ ત્યારે નવ જડે, એનું મૂલ અપાર;
જાય પ્રાણ જ્યાં જળ વિના, કીમત હેમ હજાર. ૨
સૌને ખપ તે સસ્તુ છે, તે પ્રભુ કૃપા અતુલ્ય;
પંડિત પાણી ને પવન, છે નિર્ધન નિર્મૂલ્ય. ૩

---

સમજી ખરચ કરે સદા, જેમ કમાય કમાઉ;
કૃપણપણું ન કરે સદા, અતિ નહિ થાય ઉડાઉ. ૧
યોગ્ય ખરચ કરવું ભલું, ભલું અધિક નહિ ભાઈ;
લેખણ ભરી લખવું ભલું, નહિ રેડી રૂશનાઈ. ૨
કરે જગતમાં કરકસર, જુઓ જગતનો ઈશ;
પ્રકાશ ત્રીશ ઘડી કરે, અંધારૂં ઘડી ત્રીશ. ૩
ઈશ્વર પણ કરકસરનો, રાખે રૂડો વિવેક;
ગ્રહો અનેક વચે રચ્યો, દીવો દિવાકર એક. ૪

---

કૃપણ મૂર્ખના કર વિશે, પૈસા પુસ્તક જાય;
પંપાળે પાસે લઈ, એ ઉપયોગી ન થાય. ૧
કંજુસ કેરૂં કાળજું, કાળો પથર કોય;
જુગ આખો જળમાં રહે, પણ પિગળીત ન હોય. ૨

## ચોપાઈ.

જો આવે વીવા કે વરો, ખૂબ ફૂલાવ્યો ફુલે ખરો;
દેવું કરીને ખરચે દામ, તે નરનું ફૂલણજી નામ. ૧

લખી દેખાડે નાણાં લાખ, રોકડમાં ચુલાની રાખ;
કરે કરોડપતિનાં કામ, તે નરનું ફૂલણજી નામ. ૨
ઓઢે જે ઉનાળે શાલ, ચંદ્ર છતાં ઇચ્છેજ મશાલ;
કારણ વિના કરે ધુમધામ, તે નરનું ફૂલણજી નામ. ૩
દીલાસા તો ખાસા દેજ, બને વખત ત્યાં ફરી બેસેજ;
બક્ષે ખરો પણ દે ન બદામ, તે નરનું ફૂલણજી નામ. ૪
બોલે મોટા મોટા બોલ, તેમાં પૈસાભાર ન તોલ;
લગાર મોઢે નહિ લગામ, તે નરનું ફૂલણજી નામ. ૫
આદરી શક્તિ થકી ઉપરાંત, ખાલી મોટી રાખે ખાંત;
દિલથી કહેછે દલપતરામ, તે નરનું ફૂલણજી નામ. ૬

## દોહરા.

અલખત હાથ ઉડાડિને, વસે ન ઝાઝી વાર,
પતંગ રંગ તણી રહે, ચટકી દહાડા ચાર. ૧

## વણજારાનો રાગ.

કરજથી ભુંડું કશું નથી, દિલે ડરજોરે;
હઇડે જો કાંઈ બુદ્ધિ હોય, કરજ નવ કરજોરે;
મારૂં કહ્યું તમે માનજો, દિલે ડરજોરે;
તક આવે નઠારી તોય, કરજ નવ કરજોરે. ૧
અંગ ઉધારે ઉપાડતાં, દિલે ડરજોરે;
લેણદારના થઇએ ગુલામ, કરજ નવ કરજોરે;
સઘળાં કથન સાંખવાં પડે, દિલે ડરજોરે;
એથી આબરૂ ખોઇએ આમ, કરજ નવ કરજોરે. ૨

બાણુ જેવું તીખું બોલશે, દિલે ડરજોરે;
લોહી બાળીને લઈ જશે પ્રાણુ, કરજ નવ કરજોરે;
ઓશિયાળા થશો એહના, દિલે ડરજોરે;
વળી થાશો એના વેચાણુ, કરજ નવ કરજોરે. ૩
ગભરાટમાં ગભરાવશે, દિલે ડરજોરે;
ગમે તેમ લખાવશે લેખ, કરજ નવ કરજોરે;
પછી નહિ પોતે પાળી શકે, દિલે ડરજોરે;
મો'ટા કષ્ટની મારશે મેખ, કરજ નવ કરજોરે. ૪
કરજથી કંઈક કુવે પડ્યા, દિલે ડરજોરે;
ઝાઝે ખાધાં ઝંખાઈને ઝેર, કરજ નવ કરજોરે;
કઈકે જોડાવ્યા જમાનને, દિલે ડરજોરે;
વળી વાવ્યાં વા'લામાં વેર, કરજ નવ કરજોરે. ૫
વેરાગી થઈ કંઈક વહિ ગયા, દિલે ડરજોરે;
કઈકે ભોગવી ભૂંડી કેદ, કરજ નવ કરજોરે;
માર ખાધા કંઈક માણસે, દિલે ડરજોરે;
ખરેખાત પામ્યા ખુબ ખેદ, કરજ નવ કરજોરે. ૬
કઈકનાં કુટુંબ અકળાવિયાં, દિલે ડરજોરે;
બાંધો કાઢ્યાં બધાં ઘરબાર, કરજ નવ કરજોરે;
દોસ્ત થતાં દેવાદારના, દિલે ડરજો;
સુખ સર્વ ખોશો તેની સંગ, કરજ નવ કરજોરે. ૭
કરજ થકી અકળાઈને, દિલે ડરજોરે;
થાય સત્યતાનો સદ્ય નાશ, કરજ નવ કરજોરે;

વિષ ને કરજ ખાતાં સોહલું, દિલે ડરજોરે;
અંત્યે અત્યંત ઉપજે ત્રાસ, કરજ નવ કરજોરે. ૮
વિષમ કરજ છે વિષ થકી, દિલે ડરજોરે;
પુત્ર પૌત્રને પીડા થાય, કરજ નવ કરજોરે;
દેવું કરે તે દેવાળીઓ, દિલે ડરજોરે;
નહિ દેવું તે સાચો સરાફ, કરજ નવ કરજોરે. ૯
એક રામ ચઢતાં થયું, દિલે ડરજોરે;
ધુળધાણી રાવણનું રાજ્ય, કરજ નવ કરજોરે;
સોળ રામ જેને શીર ચઢે, દિલે ડરજોરે;
દેખે શી ગતિ દલપતરામ, કરજ નવ કરજોરે. ૧૦

---

## આરતી. ૧.

જયદેવ જયદેવ જય સૃષ્ટિ કર્તા, જય સૃષ્ટિ કર્તા (૨);
સંકટ ભય દુઃખ હર્તા (૨), વિશ્વતણા ભર્તા. જય. ૧
સૃષ્ટિ નિયમ સાક્ષાત, નિરખી આનંદુ (૨);
જગકર્ત્તા જાણી પ્રભુ (૨), પ્રેમ થકી વંદુ. જય. ૨
અકળ કળા ન કળાય, કરૂણામય તારી (૨);
દયા કરી મુજ દીનને (૨), મતિ આપો સારી. જય. ૩
પ્રભુજી પરમ કૃપાળ, કાર્ય સફળ કરશો (૨);
સંરક્ષણ કરી મારાં (૨), કષ્ટ સકળ હરશો. જય. ૪
પ્રાતસમય પરમેશ, પ્રભુ પદને વંદુ (૨);
સત્કર્મો કરવાનો (૨), વિધિ હું આરંભુ. જય. ૫

સદાચાર એ મુખ્ય, છે ભક્તિ તારી (૨);
તુજપર દૃઢ શ્રદ્ધાથી (૨), વૃત્તિ રહો મારી. જય. ૬
દયા ધર્મનું મૂળ, એ નિશ્ચય માનું (૨);
સદા સુધર્માચરણે (૨), રહિ નિત્યે ચાલું. જય. ૭
કરી પ્રભુને હું પ્રણામ, ધ્યાન ધરૂ ચિતે (૨);
મંગળ કાર્ય કરાવો (૨), મુજ હસ્તે નિત્યે. જય. ૮

---

## આરતી. ૨.

જય દેવ જય દેવ, જય વિશ્વાધારા (૨);
વિશ્વંભર અવિકારા (૨), વિભુ અપરંપારા. જય. ૧
સાક્ષિ તમે સર્વત્ર, સત્તા થકી વ્યાપો (૨);
કૃપા કરી શેવકને (૨), મતિ નિર્મળ આપો. જય. ૨
સદ્વિધા સદ્જ્ઞાન, સત્સંગો આપો (૨);
અંતર્યામી અમારાં (૨), દુષ્કર્મો કાપો. જય. ૩
પ્રભુ ઉપકાર અપાર, સ્મર્ણુ સદા કરીએ (૨);
જન હિતકારી ક્રિયા કરી (૨), ભવસાગર તરીએ. જય. ૪
સંકટ સમયે નાથ, પ્રભુ આવો વારે (૨);
ભય સર્વે સંહારો (૨), શરણુ અમે તારે. જય. ૫
અનુપમ છે ઔદાર્ય, ઉત્તમ ગતિ આપો (૨);
વિશ્વ વિષે વિશ્વેશ્વર (૨), સદ્ધર્મ સ્થાપો